


**SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ**
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
**Phone : (02835) (O) 222149, 292700 Fax : 221049**
E-mail : info@abkkpsamaj.org • Website : www.abkkpsamaj.org



**આપણી સર્વોચ્ચ સંસ્થા, કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાનો તા.૦૮/૧૦/૨૦૧૭ ના આદેશ અને ચુકાદાની સમીક્ષા તેમજ ચિંતન માટે આપણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની માતૃ સંસ્થા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની તા.૨૬/૦૮/૨૦૧૮ના મળેલ વિશેષ સભામાં આપણી ત્રણેય મુખ્ય સંસ્થાઓ, (૧) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા, (૨) શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટ, વાંઢાય, (૩) શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ, દેશલપર (વાંઢાય)ના, તેમજ દેશભરના દરેક ઝોનો અને ઘટક સમાજોના પ્રતિનિધિઓની ઉપસ્થિતીમાં નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે.**

## વિશેષ સભા ઠરાવો

**(૧) <u>ઊંઝા ચુકાદાનું પાલન</u>:**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની દરેક ઝોન તથા ઘટક સમાજો, યુવાસંઘ, મહિલાસંઘ, પરિવાર સંસ્થાઓ અને સંસ્થાનો તેમજ અન્ય સંલગ્ન સંસ્થાઓ તથા સંસ્થાનોએ કડવા પાટીદાર કુળદેવી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના ચુકાદાનું અને આદેશનું સંપૂર્ણ રીતે પાલન કરવાનું રહેશે.

**(૨) <u>સતપંથીઓ જોડે કાર્યક્રમોમાં ભાગ લેવા બાબતે</u>:**

જ્ઞાતિમાં આવેલા ઉપાસનાનાં કોઇ પણ શ્રધ્ધા કેન્દ્રો, દેવ-દેવી કે પિતૃઓના મંદિરો, તેમજ તમામ ધાર્મિક સંસ્થાઓ અને સંસ્થાઓનાં ઉત્સવો, જિર્ણોધ્ધારો, પુન:પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવો, સામાજીક અને ધાર્મિક મેળાવડાઓ, પારાયણો, પરિવાર મિલનો તથા જ્ઞાનસત્રો વગેરેના આયોજનો અને કાર્યક્રમો સતપંથ એટલે કે ઈમામશાહ, પીરાણાપંથ કે નિષ્કલંકી નારાયણને માનતા લોકોની સાથે કરવાના રહેશે નહી. તેમાં સમાજના જ્ઞાતિજનોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જોડાઇને સહકાર આપવાનો કે ભાગ લેવાનો રહેશે નહીં. તેવુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.



## (૩) <u>પારિવારિક મિલનો તેમજ નીયાણીઓના કાર્યક્રમો બાબતે:</u>

નિયાણીઓના પ્રસંગોના નામે કે પરિવારોના જુદા જુદા સ્નેહ મિલનો કે કાર્યક્રમના આયોજનોના નામે તેમજ માનવતાના નામે થતા સેવાકીય કાર્યો, તેમજ રાજકીય મુદ્દાની ઓથમાં કહેવાતી એકતા અને ધર્મ નિરપેક્ષતાના નામે જે આયોજનો થાય છે તેમાં સમાજની સનાતની વિચારધારાને નબળી પાડવાની સતપંથીઓની મુરાદ હોય છે, આથી આવા કોઇ પણ કાર્યક્રમમાં વ્યક્તિગત કે સામુહિક રીતે સહકાર આપવો નહી અને તેમાં ભાગ લેવો નહીં.

## (૪) <u>સતપંથીઓ જોડે વાટાઘાટો કે સમાધાનો બાબતે:</u>

વિશ્વના સમસ્ત કડવા પાટીદારોની સર્વોચ્ચ સંસ્થા કડવા પાટીદાર કુળદેવી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાએ લગભગ ત્રણ વર્ષના તલ સ્પર્શી અભ્યાસ અને આધારભુત પુરાવાઓ અને બન્ને પક્ષો સાથે વિસ્તૃત ચર્ચાઓના અંતે સત્યનું સંશોધન કરી ચુકાદો આપેલ છે. તેથી હવે પછી આપણી ત્રણેય સંસ્થાઓએ અને તમામ સંલગ્ન સંસ્થાઓએ સતપંથ સાથે કોઇ પણ પ્રકારની વાટાઘાટો અને સમાધાનો કરવાના રહેશે નહીં. જે લોકો સંપુર્ણપણે ઇમામશાહ, સતપંથ, નિષ્કલંકી નારાયણ અને પીરાણા ધર્મને છોડીને આવે તેની સંપૂર્ણ ખાતરી થયા બાદ તેવા વ્યક્તિને અથવા કુટુંબને સ્વીકારવામાં આવશે.

## (૫) <u>કેન્દ્રિય સમાજની મંજૂરી બાબતે:</u>

આપણા સ્પષ્ટ ઠરાવ પછી પણ સતપંથી દ્વારા ગામના, પરિવારના, સમાજના, મંદિરોના, નિયાણીઓના કે પરિવારોના સ્નેહમિલનો, જ્ઞાનયજ્ઞો જેવાં સામાજીક અથવા ધાર્મિક કાર્યક્રમો સંયુક્ત રીતે યોજવા માટે લોભામણી વાતો કરી સાથે રહેવાનો દંભ કરશે, તો તેમાં છેતરાવું નહી. હવે પછી સ્થાનિક કે ઘટક સમાજોને આ બાબતે કે સતપંથ સંદર્ભે કોઇપણ મુદ્દો કે પ્રશ્ન હોય તો આપણી કેન્દ્રીય સમાજને વિશ્વાસમાં લીધા વગર આગળ વધવું નહીં.






SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
**Phone : (02835) (O) 222149, 292700 Fax : 221049**
E-mail : info@abkkpsamaj.org • Website : www.abkkpsamaj.org




**(૬) <u>પીરાણા સતપંથના કાર્યક્રમોમાં હાજરી આપતા સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરે બાબતે:</u>**
જે સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરે સતપંથના કાર્યક્રમમાં હાજર રહેતા હોય કે સતપંથીઓનું સામાજીક, ધાર્મિક મનોબળ (મોરલ સપોર્ટ) વધારતા હોય, તેવા સાધુ, સંતો, બ્રાહ્મણો વિગેરેને સમાજના તેમજ વ્યક્તિગત કોઇ પણ કાર્યક્રમમાં બોલાવવા નહીં, એવી ભલામણ કરવામાં આવે છે.

**(૭) <u>સતપંથીઓ જોડે ધંધાકીય, વ્યવસાયિક ભાગીદારી બાબતે:</u>**
આ સમાજના જે જ્ઞાતિજનો અત્યાર સુધી સતપંથીઓ જોડે ધંધાકીય અથવા તો વ્યવસાયિક ભાગીદારીમાં જોડાયેલા છે, તેવા ભાઇઓએ પોતાની વિવેક બુધ્ધીથી આવા સંબંધો પૂર્ણ કરવાના તેમજ આવા નવા સંબંધો જોડવા નહીં, એવી ભલામણ કરવામાં આવે છે.

**(૮) <u>સંયુક્ત મિલકતો બાબતે:</u>**
સતપંથીઓ સાથે સંયુક્ત મિલ્કતો હોય, તો અનુકૂળતાએ સ્વતંત્ર કરી લેવા ભલામણ કરવામાં આવે છે.

**ઉપરોક્ત તમામ ઠરાવોને આજ તા.૨૭/૦૮/૨૦૧૮ની શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની સામાન્ય સભા સર્વાનુમતે મંજુર કરે છે અને આ ઠરાવો આજ તા.૨૭/૦૮/૨૦૧૮ થી લાગુ કરી દેવામાં આવે છે.**



**પ્રમુખ શ્રી**
**અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**

**મહામંત્રીશ્રી**
**પુરષોત્તમભાઈ રવજીભાઈ ભગત**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**